શ્રી ગણેશાયનમઃ

# યોજનગંધા 

યાને

# ભીષ્મ પ્રતિજ્ઞા.

## નાટકનાં ગાયનો.

રચાવી છપાવી પ્રસિદ્ધ કરનાર,

**વીઠલદાસ હેમજીભાઈ ભાવનગરવાળા**

શ્રી વિજય ગૌતમ નાટક સમાજના માલીક.

ઠે. બંદરરોડ પારસી થીએટર. મુ. કરાચી.



શ્રી માર્તંડ મુદ્રાલય પ્રેસમાં પટેલ. ભીખાભાઈ છગનલાલે
છાપ્યા. ઠે. રતનપોળમાં મરચીપોળ—અમદાવાદ.

આવૃતી ૨ જી.　　　　પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૩　　　　સને ૧૯૧૭

કીંમત ૦-૨-૦

# પાત્રોની ઓળખાણ.

## પુરૂષ પાત્રો.

...ીવ..............વિશ્વની ત્રીમુર્તિ બ્રહ્મા વિષ્ણુ મહેશમાંના એક દેવ.
...શુરામ..........ઈશ્વરી અવત ર એકવીશવાર નક્ષત્રીય પૃથ્વી કરનાર.
...તનુ.............હસ્તીનાપુ... ચક્રવર્તિ મહારાજા.

દેવવ્રતકુમાર કે ભીષ્મકુમાર } ગંગાજીને પેટે જન્મ લીધેલ મહારાજા શાંતનુનો કુમાર.

ઢીમીર..............ગંગા કીનારાના ચાંચીયાઓનો સરદાર.

તર્કસીંહ, વિતર્કસીંહ, તાત્પર્યસીંહ } મહારાજા શાંતનુના સમયના જાગીરદારો રાજ્યના નેતાઓ

તરંગસીંહ.........તર્કસીંહનો છોકરો.
ફડફડશંકર..........એક ઢોંગી બ્રાહ્મણ.
વાયડાશંકર.........એક અધુરીઓ ...હ.
ગડગડશંકર.........ફડફડશંકરનો સાળો.
રામો..................એક મોચી..

## સ્ત્રી પાત્રો

...ી...ડી..............શંકરની સ્ત્રી પાર્વતી.
યોજનગંધા..ઢીમીરને માછલીના પેટમાંથી મળી આવેલી એક છોકરી, પરંતુ એક તપસ્વી ત્રી રાજાના વીર્યથી ઉત્પન્ન થએલી કન્યા
રત્નકુમારી.....તર્કસીંહની છોકરી, અને તાત્પર્યસીંહની ભાવી પત્ની.
પ્રવીણા.......તર્કસીંહની છોકરી, પરંતુ પાછળથી એક તપસ્વીની.
ઉરમી........ તર્કસીંહની સ્ત્રી.
ફુલી...........ફડફડશંકરની સ્ત્રી.

છકેલી, છબીલી } બેનાયકાઓ

# પુર્વ વૃતાંત.

એક વખત હસ્તીનાપુરનો પરાક્રમી રાજા પ્રતીપ ગંગાના કીનારા ઉપર શીકારે ગએલ તે વખતે ગંગાના જળમાંથી ગંગાજી પોતે પ્રગટ થયાં ને પ્રતીપના જમણા સાથળ ઉપર બેસી. પોતે પ્રતીપની સાથે પરણવાનો વિચાર જણાવ્યો, પરંતુ પ્રતીપ ઘણોજ બુદ્ધિશાળી હોવાથી ગંગાને એમ જવાબ આપ્યો કે " જો તું મારા ડાબા સાથળ ઉપર બેઠી હોત તો હું ત્હારી સાથે લગ્ન કરત, પરંતુ તું મારા જમણા સાથળ ઉપર બેઠી છું તેથી તું મ્હારી દીકરી અગર તો દીકરાની વહુ થવાને યોગ્ય છું, માટે જો તારી ઇચ્છા હોયતો હું તને મારા પુત્ર શાંતનુ સાથે વરાવું. " ગંગાએ શાંતનું સાથે વરવાનું કબુલ કર્યું પણ એવી શરતે કે જ્યારે તમારો પુત્ર શાંતનુ મારા એકપણ કાર્યના વચમાં પડશે ત્યારે તેની સાથેનો મારો સંબંધ છોડી હું મારા મુળ સ્વરૂપમાં ચાલી જઇશ આ બાબત પ્રતીપે પોતાના પુત્ર શાંતનુને જણાવી અને શાંતનુ ગંગાને પરણ્યો. પછી ગંગાને એક પછી એક સાત પુત્રો થયા ને દરેક પુત્રને જન્મતાંની સાથેજ ગંગાએ પોતાના પ્રવાહમાં ડુબાડયા; પરંતુ પુત્રોને ગુમાવવા છતાં વચનથી બંધાએલો શાંતનુ ગંગાને કાંઇજ કહી શકતો નહીં જ્યારે ગંગા આઠમા પુત્રને પણ પોતાના પ્રવાહમાં ડુબાડવા ચાલી ત્યારે શાંતનું પાછળ ગયો ને તેમ ન કરવા સમજાવી તેથી શાંતનુંએ પોતાનું આપેલું વચન તોડયું છે એમ કહી ગંગા પોતાના પ્રવાહમાં મુળ સ્વરૂપને પામ્યાં, ને આઠમા છોકરાને શાંતનુને સોંપ્યો પરંતુ શાંતનુએ કહ્યુ કે આ ન્હાના બાળકને હું શીરીતે સંભાળીશ માટે તમે સાથેજ લેતાં જાઓ તેથી ગંગા તે

પુત્રને સાથે લઇ ગયાં ને શાંતનુને વચન આપ્યું કે આ પુત્ર જ્યારે બરાબર યોગ્ય વયનો થશે ત્યારે તને પાછો સોંપીશ. ગંગાજી પુત્રને લઇ પાતાળમાં ગયાં ને ત્યાં પરશુરામ પાસે અસ્ત્રશસ્ત્ર વિદ્યા અને અભ્યાસ અર્થે તેને મુકયો અને પરશુરામે હર્ષ સાથે એ બાળકનું ગુરૂપદ સ્વીકાર્યું.

આપણા આજના નાટકની શરૂઆત ઉપર કહ્યો તે ગંગાનો પુત્ર તેના પીતાને સોંપવા જેવડો બરાબર આજે થયો છે, અને શાંતનુ મળવા અર્થે ગંગા કીનારે ગયો છે ત્યાંથી થાય છે; આજે પુત્ર અને પિતાનો પરસ્પર પહેલોજ મેળાપ છે જેથી તેઓ એક બીજાને ઓળખતા નથી.

હવે ગંગાજીએ પોતાના સાત પુત્રોને જળમાં શા માટે ડુબાડયા તે સંબંધમાં એવું વૃતાંત છે કે એક વખત બ્રહ્માજીની ગાયો આઠ વસુઓ ચોરી ગયા હતા ને તેમને શ્રાપ થયો હતો કે તમે પૃથ્વી પર જન્મ લેશો. એ આઠેય વસુઓને પોતાને પેટે જન્મ આપી ટુંકા આયુષ્યથી તેમનો જન્મતાંની સાથે જળમાં ડુબાવીને ઉદ્ધાર કરવાનું ગંગાએ વિચાર્યું હતું ને તે રીતે તેણે સાત વસુઓનો ઉદ્ધાર કર્યો અને આઠમો વસુ તે આ દેવવ્રત ગણાય છે.



શ્રીગણેશાયનમઃ

# યોજનગંધા યાને ભીષ્મ પ્રતિજ્ઞા નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત.

---

## અંક ૧ લો

**પ્ર. ૧ લો—સ્થળ** ગંગા કીનારો દેવવ્રત કુમાર માતા ગંગાના ખોળામાં રમે છે એટલામાં મહારાજા શાંતનુ શીકાર અર્થે, ગંગા કીનારા પર ચડી આવેછે, દેવવ્રત કુમાર શાંતનુને શીકાર ન કરવા સમજાવે છે, પુત્ર પિતા એક બીજાને નહી ઓળખવાથી પરસ્પર સ્પર્ધા, ધર્મની ખાતર બન્ને સામસામા યુદ્ધના નિશ્ચય પર પુત્ર પિતાની સાથે યુદ્ધ આરંભે એને અધર્મ સમજી ગંગાનું પ્રગટ થવું, ને પુત્રને પિતા પ્રત્યેનો ધર્મ સમજાવવું. ગંગાને જોઇ શાંતનુને પોતાનો પૂર્વાશ્રમ યાદ આવે છે. મોહ ટાળવા માટે, અને શાંતનુંને તે પુત્ર પાછો સોંપવા ગંગાજી પાતાળમા જઇ પરશુરામને મોકલે છે. પુત્ર અને પીતા વચ્ચે પરશુરામ ઓળખાણ કરાવે છે. અને બન્ને જણ હસ્તીનાપુર તરફ સીધાવે છે એટલામાં એક હોડકામાં યોજનગંધા કીનારા પર આવે છે, અને શાંતનુનો દ્રષ્ટિપાત તે કન્યા પર થાય છે કે જે કન્યાની સુગંધી એક એક યોજનમાં ફેલાય છે.

**પ્ર. ૨ જો—યોજનગંધાનો આશ્રમ** ગંગાના કીનારા ઉપર બનેલ મૂર્તિનું રટણ કરતી યોજનગંધા, પ્રેમઘેલો શાંતનુ, પરસ્પર મીલન અને શાંતનુનો માગું કરવાનો નિશ્ચય. દીધીરતુ

આગમન, શાંતનુનું ખલાસી કહી માગું કરવું, ઢીમીર પોતાની કન્યાને રાજા સાથે પરણાવવા વિચાર કરે છે એટલે ખલાસી શાંતનુનો તીરસ્કાર કરે છે, યોજનગંધા પિતાને શાંત પાડીઅંદર લઇ જાયછે, અને શાંતનુ થએલા અપમાનથી પશ્ચાતાપ કરેછે.

પ્ર. ૩ જો—વાયડાશંકર વૈદનું ઘર ફડફડશંકર અને ફુલી વૈદને ત્યાં દવા લેવા આવે છે, ફુલી વૈદ ઉપર આશક્ત પડે છે, વૈદ ત્યાંથી ઘરમાં નાશી જાય છે, અને ફડફડશંકર તથા ફુલી બન્ને મોચીને ત્યાં જોડા શીવડાવવા જાય છે.

પ્ર. ૪ થો— જાગીરદારોનો બગીચો રસકુમારીનો સખીઓ સાથે આનંદ, તાત્પર્યસીંહનું આવવું, એ દંપતી નીર્દોષ ચેષ્ટાઓ ચલાવે છે. મહારાજા શાંતનુની ચીઠી લઇ વિતર્કસીંહનું આવવું તાત્પર્યસીંહ ચીઠી લઇ ઢીમીર પાસે રવાના થાયછે. પાછળથી વિતર્કસીંહની બુદ્ધી બદલાય છે. તે રસકુમારી પાસે પ્રેમ માગે છે, રસકુમારી તેનો તીરસ્કાર કરે છે. વિતર્કસીંહ બળાત્કારનું પગલું ભરે છે, પરંતુ દેવવ્રત આવી પહોંચે છે, અને રસકુમારીનું રક્ષણ કરે છે.

પ્ર. ૫ મો—છેલી છબીલી નાયકાનું ઘર દેવવ્રત કુમારે કરેલા અપમાનથી વિતર્કસીંહનું તર્કસીંહને પક્ષમાં લેવું. દેવવ્રત કુમારને વ્યભીચારી ઠરાવવાનું કાવત્રું રચે છે. છેલી અને છબીલી નાયકાઓને કુમારના મહાલયમાં મોકલી પોતે શાંતનુ પાસે જાય છે.

પ્ર. ૬ ઠો—ભીષ્મ મહાલય પ્રવીણા સાથે નિર્દોષ આનંદ લેતો દેવવ્રત. નાયકાઓ દાખલ થાય છે. પ્રપંચી વાકયોથી દેવવ્રતને સમજાવે છે ને નાચ શરૂ કરે છે. પછી આંખમાં કણું

પડયાનું બહાનું કાઢી છેડેલી કુમારના શરીર પર લપેટી જાય છે. એટલામાં શાંતનુને લઇ વિતર્કસીંહ દાખલ થાય છે ને શાંતનુને તે પ્રત્યક્ષ બતાવે છે, શાંતનુની ન્યાય દ્રષ્ટિએ કુમાર નીર્દોષ અને વિતર્કસીંહ કાવત્રાં ખોર ઠરે છે, ને વિતર્કને ઠાર કરવા તૈયાર થાય છે. પરંતુ દેવવ્રત વિતર્કસીંહને બચાવે છે.

પ્ર. ૭ મો—ફડફડશંકરનું ઘર વાંઝણીના મેણાથી કંટાળેલી ફુલી મરવાનો ઢોંગ મચાવે છે, તેનો ભાઇ ગડગડશંકર તેને સમજાવે છે ધંધા વગરનો ફડફડશંકર ધંધો શોધતાં શોધતાં હજામ થાયછે. ફુલી પોતાના ભાઇ ગડગડશંકર સાથે પીયર ચાલી જાયછે.

પ્ર. ૮ મો—કચેરી દેવવ્રતને યુવરાજ પદારોહણની કચેરી વિતર્કને પદભ્રષ્ટ ઢીમીરના જવાબ સાથે તાત્પર્યનું આવવું શાંતનુનું તે જવાબ વાંચી ખેદ કરવું દેવવ્રત તે ખેદનું કારણ પુછે છે શાંતનુ ખેદનું કારણ કહી શકતો નથી. પરશુરામ પ્રગટ થઇ, શાંતનુના ખેદનું કારણ સમજાવે છે, અને દેવવ્રતકુમાર તે ખેદને કાપવાને તત્પર થાય છે. તર્કસિંહનું કાવતરૂં.

ટેબ્લો.



## અંક ૨ જો

પ્ર. ૧ લો **ઢીમીરનાં ઝુંપડાં**—શાંતનુનું સ્મરણ કરતી યોજનગંધા. દેવવ્રતકુમારનું આવવું. યોજનગંધાને મહારાજા શાંતનું પ્રત્યે પ્રેમ હોય તેમ દેવવ્રત સમજી જાય છે. પરંતુ યોજનગંધા ખલાસીનું નામ આપ્યા કરેછે તેથી દેવવ્રતકુમારને શંકા ગઈ છે ઢીમીર અને દેવવ્રતકુમારની વાતચીત, મહારાજા શાંતનુંને યોજનગંધા તરફ પ્રેમ હોય તે સ્પષ્ટ થાય છે યોજનગંધાને પોતાના પિતા સાથે પરણાવવા માટે દેવવ્રતકુમાર ઢીમીરને સમજાવે છે, ઢીમીર કેટલાક કોલ કરારનું નક્કી કરાવે છે. દેવવ્રતકુમાર તે કબુલ કરે છે. અને બન્ને જણ હસ્તીનાપુર તરફ રવાના થાય છે. ઢીમીરને હાથે યોજનગંધાને ઝુંપડીમા પુરી રાખવાની સજા જાહેર થાય છે.

પ્ર. ૨ જો **તાત્પર્યસીંહનું ઘર**—રસકુમારીનું ચીત્ર ચીતરતો તાત્પર્યસીંહ રસકુમારીના પ્રેમરા રસકુમારીના ભાઈ તરંગનું આવવું રસકુમારીને ત્યાંથી ચાલ્યા જવાનું કહેવું, પિતાશ્રી અહીં આવવાના છે એમ તરંગસીંહ જણાવે છે રસકુમારીનું રવાના થવું તર્કસીંહનું દાખલ થવું તાત્પર્યસીંહને પોતાના પક્ષમાં લેવા તર્કસીંહ સમજાવેછે. તાત્પર્યસીંહ તેમના પક્ષમાં જવાની ના પાડેછે તર્કસીંહ ગુસ્સે થઇ તલવાર ઉગામે છે પરંતુ તરંગ પિતાની સામે થઈ તેમ કરતો તેને અટકાવે છે. ને તર્કસીંહ ચાલ્યો જાય છે.

પ્ર. ૩ જો **ફડફડશંકરનું ઘર**—નવા ધંધાની બુમ મારતો ફડફડ-

શંકર પ્રવેશે છે હજામત કરતાં આવડતી નથી એટલામાં પીયરમાંથી ફુલી પાછી આવે છે ફડફડશંકર તેને ઘરમાં રાખેછે. વૈદરાજ દવાના પૈસા લેવા આવે છે પૈસા નહી હોવાથી ફડફડશંકર ઘરાકમાં જવાને બહાને ન્હાસી જાય છે. ફુલી વૈદરાજને પાછા ફસાવે છે, વૈદ બદ દાનતનો નહી હોવાથી ફુલીને સમજાવે છે એટલામાં ઘરાકમાંથી પાછો વળેલો ફડફડશંકર આવે છે ને ઘરના ગોટાળા જુવે છે ને રૂવે છે.

**પ્ર. ૪ થો શાંતનુનું મહાલય**—દેવવ્રતકુમાર ઢીમીરની ઇચ્છા મુજબ પ્રતિજ્ઞાઓ લે છે અને આજથી પ્રજા કુમારને ભીષ્મકુમાર એ નામથી ઓળખે છે. દેવોના હૃદયમાં હર્ષ થાય છે ને આજે ભીષ્મકુમારને કીર્તિ વરે છે.

**પ્ર. ૫ મો રાજ્યમાર્ગ**—દેવવ્રતે પ્રતિજ્ઞાઓ કરી જેથી હવે પિતા મને શાંતનું સાથેજ પરણાવશે, ને મને પેલો ખલાસી નહી મળે એ વિચારે યોજનગંધા કલેશમાં, ભીષ્મકુમાર પ્રવીણા સંબંધી વિચાર કરતો દાખલ થાય છે, ને યોજનગંધા તેને પ્રવીણા સાથે પરણવાને સમજાવે છે પરંતુ ભીષ્મકુમાર પોતાનો અડગ નિશ્ચય જણાવે છે; ભિષ્મકુમાર તાત્પર્યસીંહને ચાંચી આ.ઓને દાબી દેી ગંગા કીનારા તરફ મોકલાવે છે, ને પ્રજાને [illegible]મજાવવા પોતે રવાના થાય છે. યોજનગંધા એવો વિચાર [illegible] છે કે જો પ્રવીણા ભીષ્મ કુમારને પરણે તો કુમારની પ્ર[illegible]ઓ ખોટી થાય અને શાંતનુ સાથે મને પિતા ન પરણા[illegible] મારા ખલાસીનો ભેટો થાય પરંતુ આ વિચારો દી[illegible]ભી જાય છે તેથી યોજનગંધાને ઠપકો આપે છે

અને યોજનગંધા પોતાનો નિશ્ચય આજે પિતાને જણાવે છે.

પ્ર. ૬ ઠો—**તર્કસીંહનું ઘર** ભીષ્મકુમારમાં ઘેલી પ્રવીણા, યોગીની વેશમાં યોજનગંધા ભીષ્મકુમારે બ્રહ્મચર્યની પ્રતિજ્ઞાઓ કરી છે તેમ જણાવે છે. પ્રવીણાને આ સાંભળી આઘાત થાય છે. પ્રવીણાની માતા ઉરમી યોગીનીને મહારાજા પાસે ન્યાય લેવા જવા સમજાવે છે.

પ્ર. ૭ **મો જંગલ**—પ્રજાના ખળભળાટથી ખેદીત શાંતનું રાજા યોજનગંધા પર ઢીમીરનો જુલમ શાંતનું વેશ બદલી બચાવવું, ભીષ્મને પ્રજા વચ્ચે લડાઈ. અને રાજા પ્રજા વચ્ચે વાતચીત. ભીષ્મને શાંતનું શાંત પાડે છે. પછી શાંતનું ઢીમીરની સાથે કેટલુંક લશ્કર મોકલવા જાય છે. ભીષ્મકુમાર તર્કવિતર્કને લડાઈમાં હરાવે છે ને ફરી પ્રજાની સામે યુદ્ધ કરવાની તૈયારી કરે છે, પ્રજામાંનો બુદ્ધિશાળી નેતા કુમારને સમજાવે છે, કુમારને ધર્મ સંકટ જણાય છે. પુત્રનું દુઃખ કાપવાને અર્થે તેની માતા ગંગા પધારે છે, અને યોજનગંધા તે માછીમારની છોકરી નથી પણ ક્ષત્રીની કન્યા છે એવી ખાત્રી આપેછે. ઢીમીરને તો તે માછલીના પેટમાંથી મળીછે તેણે તો તેને ઉછેરીને મોટીજ કરીછે આ ખુલાસાથી પ્રજા શાંત થાયછે.



# અંક ત્રીજો.

---

**પ્ર. ૧ લો બગીચો**—સખીઓ સાથે પ્રવીણા ભીષ્મકુમારે લીધેલી પ્રતિજ્ઞાઓથી તેના હૃદયમાં કલેશ. રસકુમારી સમાચાર આપે છે કે કુમાર હવે તને નહીંજ વરે તેથી પ્રવીણાનો તપ કરવાનો નિશ્ચય ને હિમાલય પર પ્રયાણ.

**પ્ર. ૨ જો શાંતનુનો મહેલ**—પ્રજા અને આશ્રીઆઓની શાંતિ ખાતે આનંદ. સાથે મહારાજા શાંતનુનું પ્રવેશવું. ન્યાય લેવાને બહાને આવેલી યોજનગંધા, ન્યાય ઘંટના અવાજ, યોજનગંધા પોતાના ખલાસીને જોઇ ન્યાયની વાત ભુલી જાય છે, યોજનગંધાના ખલાસી તરફના પ્રેમની કસોટી છેવટે ખલાસીએ આપેલી હીમ્મતથી હર્ષીત થઇ વિદાય.

**પ્ર. ૩ જો કુડકુડશંકરનું ઘર**—હજામત કરતાં એક પઠાણને અસ્ત્રો લગાડવાથી ગભરાતો કુડકુડ; પઠાણ આવી જમૈયો બતાવે છે, ખુલી આંખ ઇસારા ચલાવે છે પણ પઠાણના વેશમાં બનેલીને સુધારવા આવેલો ગડબડ બન્નેને સુધારવા નિશ્ચય કરેછે જમૈયાની ને મોતની બીકથી બન્ને ઠેકાણે આવે છે. વૈદનું લેણું પતાવે છે.

**પ્ર. ૪ થો તાત્પર્યસીંહનું ઘર**—તાત્પર્યસીંહ બીછાનામાં પડયો છે, એટલામાં તર્કસીંહ ત્યાં આવે છે. દવાની જગ્યાએ ઝેર પાવાનો નિશ્ચય કરે છે પરંતુ તરંગસીંહને લઇ ઊર્મી આવેછે

ને તર્કસીંહનું કાવતરૂં ફુટી જાય છે. ને તે પાછો જાય છે. રસકુમારી સહોદરના સ્નેહની પ્રસંશા કરે છે. તરંગ ઘેર જાય છે એટલામાં રસકુમારીનું હરણ વિતર્કસીંહ કરી જાય છે, ને તાત્પર્ય તેની પાછળ જાય છે.

પ્ર. ૫ મો **હિમાલય**—પાર્વતીજીનું ભીલડીના વેશમાં શંકરને છળવા આવવું. પતિથી તજાએલી સ્ત્રીઓના હૃદયદુ:ખની પ્રવીણાના દ્રષ્ટાંતથી ભીલડીએ શંકરને કરાવેલ ખાત્રી. ભીષ્મ પ્રતિજ્ઞા ભંગ નહિ થવાથી પ્રવીણાનું પૃથ્વીમાં સમાવું. રસકુમારી પર વિતર્કનો ત્રાસ, ને પ્રભુએ કરેલી સહાય શંકરે વિતર્કનો વધ થતો અટકાવવો ભીલડીએ પ્રવીણાને પૃથ્વીમાંથી પાછી બોલાવી ભીષ્મને સોંપવી ભીલડીના વેશમાં પાર્વતી હોવાનું જણાતાં સર્વને શીવ પાર્વતીના દર્શન. ભીષ્મે પીતાનો લગ્ન પ્રસંગ સ્વહસ્તે પાર પાડવા કરેલા આગ્રહથી શંકરે પોતાને બદલે તેના ગુરૂ પરશુરામને મોકલવા કહી આનંદ. સાથે અદ્રશ્ય થવું.

પ્ર. ૬ ઠો **લગ્ન મંડપ**—પરશુરામ મહારાજા શાંતનું અને યોજનગંધા સાથે પ્રવેશે છે. યોજનગંધાને શાંતનું સુકાની શબ્દનો અર્થ સમજાવે છે. બંને દંપતીને ભીષ્મને વરદાન આપે છે રસકુમારીના તાત્પર્યસીંહ સાથે લગ્ન છેવટે શાંતનુ યોજનગંધાનો લગ્ન પ્રસંગ પુર્ણ થતાં ભીષ્મ અને પ્રવીણા આ બન્ને નૈષ્ટીક બ્રહ્મચારી અને બ્રહ્મચારીણીને પરશુરામ સદેહે સત્ય લોકમાં થોડા વખત માટે લઇ જાય છે.

**આનંદ. આનંદ. આનંદ.**

# યોજન ગંધા

યાને

## ભીષ્મ પ્રતિજ્ઞા નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

બાળાઓ— ૧

સ્મરણુ શરણુ શુભ કરનારૂં
શાંત સદા શીવ તારૂં
ભકતપાલ દીન દયાલ ચાહિ બાલ ધારી વહાલ
મંગળકર વીભુ મારૂં......સ્મ૦
જગનાયક વરદાયક આપો સુખ શાન્તિ વિશ્રાંન્તિ
કાર્ય સફળ કરી મારૂં......સ્મ૦

બાળાઓ— ૨

હવે હર્ષથી પ્રયોગને વધાવવા
પુત્રધર્મ બ્રહ્મચર્ય સમજાવવા......હવે૦
શુદ્ધ પ્રેમ નીતિ ન્યાયને બતાવવા
પુર્ણ પ્રેમથી રચ્યુ છે નવીન નાટ્ય આ
રસ ગ્રાહી રસ પીને જાએ
સહુ આચરતાં સુખીયાં થાએ
હાથ જોડી નાથ અમે નીત્ય યાચીએ... ..હવે૦

ગંગા— ૩

સાંભળ સુત તું વહાલ ધરી
હું જે કાંઇ સમજાવું
પુત્રધર્મની પુરી દીક્ષા ભાવે હું આપું
સ્નેહથી હૃદય શાંન્તિ સ્થાપું ..સાંભળ૦
નીજ પીતા તાણું પ્રીય કરવા
ઇચ્છાને આધીન ફરવા
ફરી જન્મ નહીં અહીં ધરવા
એ આચાર સ્વર્ગે વિચરવા .. .....સાંભળ૦

રાજનગંધા— ૪

નયન મીલાવી ગયા રાજ રસીલા
હા દીવાની કરૂં છું
સરીતાના તટે જે નીહાળી
ધ્યાન તે છબીનું ધરૂં છું ..નયન૦
મનોહારી મુર્તિ તારી
લાગે છે એ પ્યારી વ્હાલા
આવો આવો વ્હેલા
હા જપું છું હા સ્મરૂં છું
વ્હાલા દીવાની કરૂં છું ..નયન૦

શાન્તનુ— ૫

પ્રભુ મારી મતિ ભમાવી
ચીત ચળાવી ગઇ આ નારી હાય દશા આ શી મારી
ચલી ગઇ ઘેલો કહી જે

એજ સુંદરી જો મળે
આપીશ સુખ ને સ્થાપીશ હૃદયે.. ...પ્રભુ૦

ફુલી—
૬

વ્હા વ્હા કેવી રઢીયાળી મીઠી ને મરમાળી
મારી આંખલડી અણીદાર છે.
ખીલી જોબનની બ્હાર આખા જીવનનો સાર
મારો સુંદર કેવો શણગાર છે.........વ્હા વ્હા૦
વીરહ તાપે હાય તપેલી યોવન મદ મલકાતિ
ગજ ગામીની ને મદમાતિ કટી કેવી લચકાતી રે
હું ચાલું છું મચકાતી......વ્હા વ્હા૦

ફુલી—
૭

હાં હાંરે ધીમીધીમી ચાલેથી ચાલો પ્યારા
ફડફડ-પ્યારી ન મારો નયનોના આવા ઇસારા
ફુલી—આવું મીઠું બોલી શરમાવો શાને
સાવ બાળી ભોળીને ભમાવો શાને......ધીમી૦
ફડફડ-ખાસાં તને ખાસડાં અપાવું
જોઇ તેવા જોડા જડાવું
ફુલી—ખસો કેમ ખાસ પ્યારા પાસ આવોને મનાવો નાર
ફડફડ-ખીલી છે બહાર ખાસી
ફુલી-પ્રભુ આપ પ્રેમ પ્યાસી
ઉડાવી મારી ઉદાસી
પોસો છો પ્રેમેથી પ્રાણાધાર.........ધીમી૦

સખીઓ— ૮

ખીલીખીલી સખી સુંદર કેવી મ્હારી આ ફુલવાડી
પુષ્પ પરાગે પ્રસારે મનોહર
મદન મધુકર પુંઠે પડે છે અનાડી...ખીલી૦
વીકસીત મ્હારી વાટીકા
વીકસીત અંગો અંગ
કોમળ અંગી કામીની
નીરખી ભમે અનંગ
વેલીઓ વૃક્ષને વળગી રહી છે
પહેરીને પુષ્પોની મોહક મનહાર સાડી.....ખીલી૦

સખીઓ— ૯

છોડ સખી છેડ છોડ તું કેડ
રસકુમારી—સરખે સરખી સાથ મળી
સહુ શાને શરમાવે શાને ભરમાવે...છેડ૦
સખીઓ—અજબ ઉપાધી આવી તું વ્યાધી કયાંથી લાવી
રસકુમારી-અંતર આધી વ્યાધી કરતાં બહુજ બ્હીવરાવે
કેમ ફુવરાવે.... .. ..છોડ૦

રસકુમારી— ૧૦

રસ ઘેલડા શીખવી સ્વામીની સેવા
તાત્પર્ય—અલબેલડી મળશે મીઠા મેવા
રસકુમારી— તનમનધન અરપણ કરૂં
તાત્પર્ય—રમણી તને રોજ સ્મરૂં.........ઘેલડા૦
તાત્પર્ય—ચોટી ગયું છે ચીત
રસકુમારી—મેં:થી નીભાવો પ્રીત

કોમળ હૃદયના છો કેવા
શાણા છો સરદાર રામા હૃદયહાર
પ્રીતે પ્યારા નીભાવો હુલાવો ફુલાવો નાથ.. ઘેલડાં૦

નાયકા— ૧૧

કેવી કોમળ હું કળી
જાએ જોતાં ચીત ચળી
ગુમાની જાય ગળી.........કેવી૦
નયનો નચાવું રસીક રીઝાવું
પ્યારાને મારાને આંખોના તારાને એક ઈસારે મનાવુ
યૌવનના બહારને હું પુરો ખીલાવું
કટી લચકાવું, લોભાવું ચળાવું........કેવી૦

કૃતર્ક—વિતર્ક— ૧૨

અટપટી ખટપટ અજબ જમાવી
કરવા ઈચ્છીત આજ
છળબળ કળથકી પળપળ છળ થકી
નિશ્ચે કરશું નાશ......અટપટી૦
સ્વતંત્ર ચાલશું સ્વતંત્ર મહાલશું
જાગીર તણા જોરને પુરૂં જમાવશું......અટપટી૦
પ્રપંચને રમી વીદેશમાં ભમી
ખાનપાન વૈભવોને મોજ માણશું......અટપટી૦

પ્રવીણા— ૧૩

કોમળ વેલી કેવી આ ખીલી સુંદર આ સોહાય
જોતાંજ મન લોભાય હઇડું અતિ હરખાય

રચના રચી છે રમ્ય મનોહર...........કોમળ૦
એ જોઈ ગઇ મોહી ભોળી હું નાર કૃતી તારી ન્યારી
ઉદ્દાર વીભુ તુજ એ ઉપકાર
સર્વ એ જન સુખકાર રચી છે............કોમળ૦

નાયકાઓ— ૧૪

સંગતના રંગમાં રેલો બસ રેલો
માનીને મોહન દીલને ખોલો ખોલો ખોલો...સંગત૦
મનહર મોહક રસીઓ રીઝાવાને
જીવન આરામ જરા બોલો બોલો બોલો...સંગત૦
આવ્યાં છીએ અમે લેવાને લ્હાવોરે
ઝુલાવી ઝુલે જરા ઝુલો ઝુલો ઝુલો.......સંગતના૦

૧૫

ફુડફુડ—જાઓ જાઓ તમે દુર જાઓ
ફુલી—ના, ના, નાથ હજામ ન થાઓ
ગડગડ—આમ કર્યાથી તો આબરૂ જાશે
લોકોમાં બ્હાય બધેય બોલાશે
ગમાર માંહી ગણાશો......ના ના—
ફુડફુડ—બસ ધંધો આદરવાનો લઇ કોથળી હું ફરવાનો
ને હજામતો કરવાનો
ફુલી—હાય મારો પીટયો દી છે તારો ઉઠયો
કેવો સુરજ ઉગ્યો મ શે
ફુડફુડ—જો જો યારો હો આંખ ન મારો......જાઓ૦

# અંક બીજો.

[illegible]— ૧૬

માલછડી જ્યાં ત્યાં જામાં ઘર ભુલી તું ભટકામાં...મા૦
જાળ અમારી સ્વાર્થ તણી આ તેમાં તું લપટામાં
મીઠા જળને મુકી ખારા સમુદ્રમાં લોભામાં.....મા૦
પહેલેથી પોષાઈ જેમાં તેને ભુલી જામાં
થોડું પણ જળ મીઠું આ છે મોટામાં લલચામાં...મા૦

ભીમ— ૧૭

છે પુત્ર તણો એ ધર્મ સદાયે પીતાતણું પ્રીય કરવું...છે૦
કારણ શોધી સુખ કરવાને પ્રયત્નમાં ફરવું
પિતાનું ઈચ્છીત અનુસરવું
ક્લેષ કાપવા શાંતિ આપવા
તત્પર થઈ ફરવું......છે પુત્ર૦
રાજ્ય ભુવન કે વૈભવ સઘળા
અર્પી પ્રીય કરવું સ્હેજમાં સંસારે તરવું
પ્રાણ પરે દેવા પણ તેથી પાછા નવ ફરવું...છે પુત્ર૦

તાત્પર્ય— ૧૮

સુંદર છબી તુજ આ અંતરમાં મ્હારા જેહ ઠરી છે
કલમ કરે ગ્રહીને મેં પ્યારી આજે આલેખી છે
સુંદર નેપુર પગનાં તારા પણ તેં કેમ નહિ ઝણકે
કંકણ આ કરનાં કેવાં છે તે પણ નહિ કંઇ રણકે
રસકુમારી—નેપુરને કંકણો રણકશે ધ્યાન સહીત અહીં જોશો
વદન વિકાસી વ્હાલા વ્હાલે આવ અહીં જો કેશો

૧૯

રસકુમારી-વ્હાલા હું કરીશ ઉપાય મનવાંચ્છીત વરવા,
તાત્પર્ય—તો તારો મુજને ધાર રમણી રસ ભરવા
રસકુમારી-વિકસીત મારી યોવન વાડી આપ બનો રસમાળી
રાખો આ દારાને પ્યારા સ્નેહ સહીત સંભાળી
તાત્પર્ય—રસ વેલડી રસ વાળી
રસકુમારી—શું હું વેલી
તાત્પર્ય—ના મદઘેલી
રસકુમારી—રસમાં રેલી રહેશું રસીયા......વ્હાલા૦

૨૦

કુલી—રસ ભરીયું આ યોવન મારૂં એળે જાયે આજ
વૈદ—સપડાવ્યો પ્રભુ પાછો શાને આને નમળે લાજ
કુલી—મદન સતાવે બ્હાવરી બનાવે
વૈદ—શરમ ન આવે આબરૂ ગુમાવે.........રસ૦
ફૂડફૂડ-હાય હાય શુ માંડયા ચાળા
જો જો આ ઘરનાં ગોટાળા
કુલી—અલબેલા આવીને ભેટો રમણીને રીઝાવા રાજ...રસ૦
ફૂડફૂડ—ચેટક ચાળા આંખ ઉલાળા
વૈદ—હાય હાય કયાં કાઢું વ્હાળા
કુલી-ઓ રસઘેલા બની હઠીલા કેમ કરોછો બહુ નારાજ—રસ૦

યોજનગંધા— ૨૧

નાથ શી રીતે નીભાવું આવો સહન ન થાએ
કહું જઈ કયાંએ દુઃખની કહાણી

ફસાણી હુ તો અનંગ પાસમાં...... નાથ૦
ક્ષણ ક્ષણ વિચારો આવે આવીને કોણ બચાવે
વ્હાલાઓ સર્વ સતાવે નયને નીંદ્રા નવ આવે
વીરે ઘેલી બનાવી રોતા રજની વીતાવી
ભાગ્યે શું આમ ભમાવી ક્યાંથી આફત છે આવી
ક્યાં કહું ......નાથ૦

ભીષ્મ - ૨૨

સુધારો શીરીતે બાજી સદાજે તાજીને તાજી
નીવારો જો ઉપાધીને વધે છે અંગમાં વ્યાધી...સુધારો૦
પળેપળ જાય એ બાજી જુઓને આમ પલટાતી
નથી કોઇ જીવન માંહી કદાપિ શાંતિ દેખાતી ..સુધારો૦
કરો કોટી પ્રયત્નો પણ નથી મીથ્યા થતું ભાવી
ફરજ પુરી કરી જ્યાં એક બીજી ભાગ્યમાં આવી...સુધારો૦

સોગનગધા— ૨૩

વચન દઇ ફરવું તે કરતાં મરવુ મુજને છે પ્યારૂં
સુખ ભોગવવા વિલાસ વધાવાં
લાલચમાં લોભે લપટાવા કેમ કરો છો પ્રયત્ન આવા
સ્વાર્થ તણી બાજી એ સઘળી આપ બીછાવો શાસારૂ. વ૦
બાળકનુ હીત મનમા ધરવા સંતાનોને સુખીયાં કરવા
કેમ બનો છો બહુ બેપરવા
ફરજ બજાવો વડીલ તણી એ માનીને કહેવું મારૂં....વ૦

પ્રવીણા— ૨૪

વ્હાલા વીના વ્હાલા વીના હું ઘેલી રસ છલકાતી
ખીલી કળી ખરી જાય રસ ભરી ઉડી જાય

પીયુ ભ્રમર વીનાં ભટકાતી............વ્હાલા૦
આવો રસીકવર અખીક રીઝાવું સ્નેહ રસે નવરાવું
અધરા મૃતનું પાન કરાવું રતી રગ ઉડાવું
મોહન મદમાતી મલકાતી............વ્હાલા૦

૨૫

રસકુમારી—વરશે એ તુજને રસીક કુમાર રસ સરદાર
કરવાને સુખમય તુજ સંસાર ધીરજ ધારનેરે...વરશે૦
કરશે તુજ ઇચ્છીત એ કીરતાર કરૂણાગાર
સહુનો છે જે એ સરજનહાર ધીરજ ધારનેરે...વરશે૦

પ્રવીણા—સુંદર વર વરવા દીલ લોભાય મન મુંઝાય
આશાઓ ક્યારે પુરી થાય મન ગભરાય છેરે...વરશે૦

શાંતનુ— ૨૬

વામા સારૂ વ્યાધી પાછી આવી આ ભાગ્યમાં
દુઃખ આ સહેવાય નહિ લખ્યું જે આ લલાટ મહીં
નીશદીન આધિ ઉપાધી જીવનમાં........વામા૦
ભાવી મીથ્યા થાય નહિ શાંન્તી સચવાય નહિ નીશદીન

# અંક ત્રીજો.

પ્રવીણા—સખીઓ— ૨૭

ખીલી છે ચાંદની આ ચોકમાંરે બેન
આવો ઝીલો અમૃતએ રસ ભર્યુંરે બેન...ખીલી છે૦
બની છે કોકીલાઓ ગાનમાં મસ્તાન જેવી
વીકાસી ચંદ્રકીર્ણ સ્પર્શથી આ કુમુદ કેવી
વાયુરાજ આજ વહે વેગથીરે બેન ........ખીલી છે૦

શીતળ જળના સ્પર્શથી અંગજ શીતળ થાય૦
પણ શીતળ શશી કીર્ણથી હૃદય શીત બની જાય
એ સઘળું જન સુખ અર્થે અર્પાયુંરે
તો પણ સખીશું મન તારૂં મરડાયુંરે
બોલો આજે ચીત્તમાં આ શું થયુંરે બેન...ખીલી છે૦

પ્રવીણા–સખીઓ— ૨૮

સુખ રૂપ સખી વર વરવાને
તપ આદરવા પ્રીય આચરવા
તદ રૂપ બની સાગર તરવા .........સુખ રૂપ૦
નીજ નાથ વીના ગઇ ભાન ભુલી
રખડું રવડું અહીં હું અટુલી
રસ પુરણ એ શશી છે મારો
મણી એ કણી હેમની હું ધારો..... સુખ રૂપ૦
અબળા તણી અર્જ ઉર ધારો
તરણી ગણી આ તરૂણી તારો

સખીઓ—રસથી તુજ જીવન ભરવાને
તપ આદરજે પ્રીય કરવાને...........સુખ રૂપ૦

શાંતનું— ૨૯

શાંતી શાંતી મ્હારા ઉરમાં જણાએ
દીલડું આનંદ થકી અતિ ઉભરાયે.......શાંતી૦
કુમાર તણાંએ શાણાં કામથી શાંતીને
પામી છે પ્રજા ને ગઈ વીપતીઓ વામી એ...શાંતી૦
પુત્ર પ્રાપ્તિ સુખ રૂપ ગણાએ
ન્યાય મુર્તી મમ ભીષ્મ જણાયે........શાંતી૦

૩૦

શાંતનુ—વ્હારા વીના ઘેલો હું ગુણીયલ ગોરી
યોજનગંધા—અરસ પરસ સુખ થાય એ ઉપાય જો લેવાય...
શાંતનુ—ધીરજને ધાર વ્હાલી પીવાને પ્રેમ પ્યાલી
વરસો વિતાવ્યાં વ્હાલી જેમ જીવો એમ તો સુખ ચેન...
યોજનગંધા—સાચા છો સ્વામી માગ ઉગારો દીન દારા
અંતે આવીને વ્હાલા સ્હાય જો દેવાય તો જીવાય...તારા૦

૩૧

ફુલી—હવે સુખ પામી પ્યારા સુણી સારા વિચારો આ
જગમાં રેલી આનદ લેશું કરશું લીલા લ્હેર...હવે સુખ૦
આવી મલ્યુ જે ભાગ્યમાં તેને ભોગવજો ભરથાર
આ યુવતીને ભાવે નીભાવો પુર્ણ બતાવી પ્યાર...હવે૦
ફડફડ—આનંદ આનંદ આજ થયો ને સર્વ થયું સુખ રૂપ
ફુલી—રહીશ રાણી થઇને તમારી આપ છો મારા ભુપ...હવે૦

૩૨

રસકુમારી—કરે છે બ્હેનને કાજે પ્રયત્નો ભાઇ તું કોટી
બચાવે છે અમોને તું રચીને યુક્તીઓ મોટી...કરે છે૦
નરગ—નથી કીધું વધુ કાંઇ ફરજ મારી બજાવી છે
તમારા સ્નેહને અંગે મને એ બુદ્ધિ આવી છે
રસકુમારી—સગાઇ જે સહોદરની કદી શોધી નથી જડતી
નથી કોટી પ્રયત્ને કે કપાયાથી જુદી પડતી......કરેછે૦

પાર્વતી— ૩૩

જાગો જરૂર યોગ સાધી યોગીરાજ
બાંધી મન ઇંદ્રીયો બેઠા શું આજ

વિતાવ્યા વ્હાલા મેં કેવા ખટ માસ
ઉપજ્યો અંતરમાં વિયોગેથી ત્રાસ... . .. ...જાગો૦
હરી હું હારી કરૂં લાચારી
બોલોને બાળા ભોળા મહારજ...... . ..... જાગો૦
સેવા તમારી કરવા અમારી
જાગી છે જ્યોતી હૃદય માંહી આજ...... .જાગો૦

પ્રવીણા— ૩૪

દુઃખના દરીયે શું કરીયે તો પાર તરીએ
વિધીને વશ ફરીએ...... .. ...દુઃખના૦
ભીષ્મે ભુલાવ્યું ભાવી બાજી બધી બદલાવી
અંતરના દુઃખ કયાં જઇ કહીએ
સંચીત સુખ દુઃખ સહેવાં પડે છે
નેટ નીભાવી લઇએ
સહેજે તરીએ ભકતી રસ અતર ભરીયે
કીર્તિને અમર કરીએ.......... દુઃખના૦

સર્વ— ૩૫

પ્રીય થયું પ્રભુ પરશુરામ હાથથી
પુરું છે થયો પ્રયોગ આજનો સરસ્વતિ ..પ્રીય૦
પ્રભુ કૃપા થકી પુત્ર ધર્મ પાઠવ્યો,
આનંદ આનંદ સર્વ સ્થળે થયો
હરનીપ નમું હર્ષથી........પ્રીય થયું૦

शान्तिः शान्तिः शान्तिः

# ચારૂતરનું અમૃતબિંદુ.

## (અસલ માલ સરકારી રજીસ્ટર્ડ નં. ૮૪૧–૧૦ વાળો)

સઘળા પ્રકારનો શરીરનો દુખાવો, લકવા, ગંઠીવા, સુળ, ચુંક, ઉલટી, ઝાડો, મરડો, કોલેરા, અરૂચી, અજીરણ, ખાંસી, દમ, સળેખમ, શરદી, માથાનો દુખાવો, દાંત કે દાઢનું કળતર, અવાળુનો દુખાવો, મોમાંથી દુર્ગંધ છુટવી, મળચ આવવી, ખાટા કે તીખા ઘચરકા, કાનનું પાકવું, પરૂ વહેવું, આંખો દુખવી, શરીરે સોજા આવવા, ઘા લાગવા, ઘસારા પડવા, હાથ પગમાં ચીરા પડવા, ઘાનું પાકવું, ઘામાં જીવ પડવા, રાઝણુ, નાસુર, પીન્નસ, સુસ્તી, બેચેની, નબળાઇ, હરસ, પ્રમેહ, ચાંદી, વિસ્ફૂટક, બદ, અંડવૃદ્ધિ, પ્રદર રોગ, કોઇ પણ જાતનો તાવવાળો ન્હારૂ વિગેરે અનેક રોગ આ એકજ દવાથી તત્કાળ દુર થાયછે. વળી ભમરી, મધમાખ, વીછી વિગેરેના ડંસ ઉપર આ એકજ જાદુઇ દવા છે, માકડ, મચ્છર, વંદા કરોળીયા, કસારી, ઉધેઇ વિગેરે નુંકશાનકારક જંતુઓનો નાશ કરે છે. સખતમાં સખત માથાનો દુખાવો માત્ર એકજ મીનીટમાં દુર થઇ જાય છે માત્ર પેટની ઉપર ચોળવાથી પણ પેટમાંનો દુખાવો મટી જાય છે પવન છુટવા માંડે છે અને બાદી બદહજમી દુર થાય છે દાંત અને દાઢનું કળતર એકજ મીનીટમાં શાંત પડી જાય છે વીછી ના ડંખ ઉપર તો તેનો ચમત્કાર અલૌકીકજ છે ઊંચામા ઊંચી જાત ના કોઇ પણ પેનકીલર કરતાં અમૃત બિન્દુ ઘણી ઉંચી જાતની દવા છે વિલાયતી દવાની દરેક દુકાન ઉપર તે વેચાય છે. હાલમાં તેની ઘટાડેલી કીમત રૂ. ૧।। છે. પોસ્ટેજ માફ.

**સીરનામું:— "અમૃતબિન્દુ" ઑફીસ—નડિયાદ.**

# જાહેર ખબર.

અમારી કંપનીના નીચલા નાટકોનાં ગાયનોની ચોપડી જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કિમતે રોકડ મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સુરદાસ... ..... | ૦—૨—૦ |
| શ્રી ભક્તિવિજય... ... ... ... | ૦—૨—૦ |
| સુરેખા હરણ ... ... ... ... | ૦—૨—૦ |
| નાગર ભક્ત... ... ... ... ... | ૦—૨—૦ |
| નીલમ માણેક. ... ... ... ... | ૦—૨—૦ |
| યોગકન્યા ... ... ... ... ... | ૦—૨—૦ |
| મનહરમેના ... .... ... .... ... | ૦—૨—૦ |
| મહાશ્વેતા—કાદમ્બરી. .... .... ... | ૦—૨—૦ |
| જોહરે શમશેર ... ... .... ... | ૦—૨—૦ |
| શ્રી જયમતી.... ... ... ... ... | ૦—૨—૦ |
| માતૃપીતૃ ભક્ત પુંડરીક... ... .. | ૦—૨—૦ |
| ઉર્વશી—પુરૂરવા ... ... ... ... | ૦—૨—૦ |
| હોથલ પદમણી ... ... ... ... | ૦—૨—૦ |
| જેસલતોરલ... ... ... ... .... | ૦—૨—૦ |
| બીરબલ બાદશાહ... ... ... ... | ૦—૨—૦ |
| પ્રવીણસાગર... ... ... ... ... | ૦—૨—૦ |
| કનક—કેશરી... .... ... ... ... | ૦—૨—૦ |